# તફહીમુલકુર્આન

## ભાગ ૨

## સૂરઃ આ’રાફ  -  સૂરઃ બનીઇસ્રાઈલ


સૈયદ અબુલઆ’લા મૌદૂદી

અનુવાદ

ઝહીરૂદ્દીન શેખ



તફહીમ પ્રકાશન

અહમદઆબાદ

તફહીમ પ્રકાશન ક્રમાંક : ૨

પુસ્તકનું નામ : તફહીમુલકુર્આન. ભાગ ૨

કુર્આન : ઉર્દૂ અનુવાદ અને તફસીર

સૈયદ અબુલઆ'લા મૌદૂદી

ગુજરાતી અનુવાદ

ઝહીરૂદ્દીન શેખ

પૃષ્ઠ સંખ્યા : ૭૨૪

પ્રથમ આવૃત્તિ : જુલાઈ, ૨૦૧૫

પ્રકાશક :

**તફહીમ પ્રકાશન**

૩૮૪૯/૫, ઢાલગરવાડ,

અહમદઆબાદ

હદિયો : ૩૦૦/-

**TAFHEEM-UL-QURAN Vol. 2 (Gujarati)**

By Maulana Sayyid Abul A'la Maudoodi

Pages : 696

**Price : 300/-**

# અનુક્રમણિકા



## નકશાસૂચિ

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# પ્રકાશકીય...

અલહમ્દુલિલ્લાહ ! અલ્લાહની વાણી કુર્આનેમજીદના મૌલાના સૈયદ અબુલઆ'લા મૌદૂદીના બેનમૂન ઊર્દુ અનુવાદ તફહીમુલકુર્આનના ૬ ભાગો પૈકી પહેલો ભાગ અમે ગુજરાતીમાં ગત વરસે મે, ૨૦૧૪માં પ્રસિદ્ધ કરી ગયાં છીએ. તફહીમ પ્રકાશનની યોજના મુજબ છએ છ ભાગો ૨૦૧૫-૨૦૧૬માં પ્રસિદ્ધ કરવાનો ઈરાદો છે, ઈન્શાઅલ્લાહ ! આ ઈરાદાની પૂર્તિ રૂપે આજે અમે તફહીમુલકુર્આન ભાગ ૨નો ગુજરાતી અનુવાદ આપની સમક્ષ પ્રસ્તુત કરતાં ગર્વ અને સંતોષ અનુભવીએ છીએ.

તફહીમુલકુર્આનના ગુજરાતી અનુવાદનો સિલસિલો છેક ૧૯૭૪થી જારી છે. અને વખતોવખત અનુવાદની સમીક્ષા કરતા રહી અનુવાદને અદ્યતન બનાવવાનો પ્રયાસ જારી રાખવામાં આવ્યો છે. તફહીમુલકુર્આન ભાગ ૨ નો આ ગુજરાતી અનુવાદ તેની એક કડી છે. અમે સતત પ્રયત્ન કરતા રહ્યાં છીએ કે સરળ, સુંદર અને લોકભોગ્ય ગુજરાતી ભાષામાં આ અનુવાદ પાઠકો સુધી પહોંચે અને અલ્લાહની ભવ્ય વાણીના અર્થ અને સમજૂતીથી તેઓ સારી રીતે વાકેફ થાય.

તફહીમ પ્રકાશન તરફથી આ અનુવાદ તૈયાર કરવામાં તેમજ તેના છાપકામમાં પૂરેપૂરી કાળજી અને તકેદારી રાખવામાં આવી છે. અનુવાદક જ. ઝહીરૂદ્દીન શેખ તરફથી તેમના અનુવાદક તરીકેના બહોળા અનુભવનો અમને લાભ મળ્યો છે અને અનુવાદ અને પ્રુફવાંચનમાં તેમની સેવાઓની અમે કદર કરીએ છીએ, જઝાકુમુલ્લાહ !

આ તબક્કે જ. ઉસ્માનખાન પઠાણ દ્વારા આ આવૃત્તિને ભૂલરહિત અને ક્ષતિરહિત બનાવવામાં અમને મળેલા સાથ-સહકાર માટે અમે તેમના ઋણી છીએ, જઝાકુમુલ્લાહ !

છેલ્લે, આ પ્રકાશનના ટાઈપસેટીંગથી માંડીને કવરપેજ સુધીના તમામ તબક્કાઓ જેમ કે અરબી અને ગુજરાતી મેટરનું પેજમેકિંગ, નકશા તૈયાર કરવાં અને આખરી ઓપ આપવા સુધી તમામ કામગીરીને ખંત, ધૈર્ય, ઉત્સાહ અને નિષ્ઠાપૂર્વક અદા કરવાનો શ્રેય જ. મુહમ્મદ સાકિબ ફારૂકીને ફાળે જાય છે.

તફહીમ પ્રકાશન આ ગ્રંથ આપની સમક્ષ મૂકતાં હર્ષ અને સંતોષની લાગણી અનુભવે છે અને પાઠકોને યાચના કરે છે કે આ ગ્રંથનો પૂરો લાભ ઊઠાવે. અમારા પૂરતાં પ્રયત્ન છતાં જો કોઈ છાપભૂલ કે ક્ષતિ ધ્યાને આવે તો તેનાથી અમને અવગત કરાવે, અમે ખૂબ આભારી થઈશું.

અંતે, અમારા પ્રયત્નો અલ્લાહના દરબારમાં સ્વીકાર પામે અને અમારી ઉણપો, કમજોરીઓને તે દરગુજર ફરમાવે તે માટે તેની સમક્ષ અરજ ગુજારીએ છીએ, પાઠકો પણ અમારા હક્કમાં અલ્લાહતઆલા સમક્ષ અમારી માફી અને દરગુજર માટે દુઆ ગુજારે તેવી વિનંતી.

**તફહીમ પ્રકાશન**

જુલાઈ, ૨૦૧૫

અહમદાબાદ